



॥ ॐ ॥

શ્રી લક્ષ્મીકાન્ત નાટક સમાજ.

# કુમારપાળ

## નાટકના ગાયનો તથા ટુંક સાર.

---

છપાવી પ્રસિદ્ધ કરનાર
ચંદુલાલ હરગોવનદાસ શાહ
માલેક—શ્રી લક્ષ્મીકાંત નાટક સમાજ.
ગ્રાંટરોડ, વિક્ટોરીયા થીએટર —મુંબઈ

---

કીંમત ૪ આના.

॥ ॐ ॥

॥तत्सत् परमात्मने नमः ॥

## મહારાજા

# કુમારપાળ

## નાટકનો ટુંક સાર તથા ગાયનો.


રચનાર

પ્રભુલાલ દયારામ દ્વિવેદી ( એન્જીનીઅર )



છપાવી પ્રસિદ્ધ કરનાર

શાહ ચંદુલાલ હરગોવનદાસ

માલેક–શ્રી લક્ષ્મીકાન્ત નાટક સમાજ.

ગ્રાંટરોડ, વિક્ટોરીઆ થીએટર મુંબઈ.

સંવત ૧૯૭૭ ઇ. સ. ૧૯૨૧

આવૃત્તી ૨ જી પ્રત ૨૦૦૦

શા! ચુનીલાલ અમીચંદના ધી સુરત જૈન

એ-પ્રી-પ્રેસમાં અમૃતલાલ જમીયતરામ મહેતાએ છાપ્યું

ખપાટીયા ચકલા સુરત.

કિંમત ૪ આના.

# કુમારપાળ નાટકનાં પાત્રો.

## પુરૂષ વર્ગ.

---

સિદ્ધરાજ જયસીંહ–ગુજરાતનો રાજાધિરાજ.

ત્રિભુવનપાળ–સિદ્ધરાજનો વયોવૃદ્ધ વીર મંડલેશ્વર–દેહસ્થળીનો રાજા.

કુમારપાળ–ત્રિભુવનપાળનો વીરપુત્ર; ગુજરાતનો ભાવી રાજા.

ઉદયન–સિદ્ધરાજનો એક મુખ્ય ધાન; ખંભાતનો સુબો.

વાગભટ્ટ–ઉદયનનો પુત્ર, કુમારપાળનો મિત્ર.

સામંત–સિદ્ધરાજનો એક સ્વાર્થી અને કારસ્થાની સામંત.

ચાહડ–વાગભટ્ટનો ભાઇ; સિધ્ધરાજનો પ્રતિપન્ન પુત્ર, ગુર્જરરાજ્યનો અભિલાષી.

કૃષ્ણદેવ–સિધ્ધરાજનો સેનાપતિ; કુમારપાળનો બનેવી.

ભીમસીંહ–કુમારપાળને દુઃખને વખતે આશ્રય આપનાર એક ખેડુત.

મહીપાળ– } કુમારપાળના બંધુઓ.
કીર્તિપાળ– }

પંડિત વિદ્યારામ એક ખટપટી બ્રાહ્મણ, રાજપુરોહિત પછીથી કુમારનો મિત્ર.

જગત–એક ઠાકોરનો પુત્ર, પંડીતનો ધુર્ત નિશાળીયો.

રામસંગ–રામનગરનો અફીણીયો ઠાકોર; જગતનો પિતા.

ઉપરાંત–સતીનો શાપ, તપસ્વી, સભાસદો, પ્રધાનો, દરબારીઓ, સૈનીકો, ખુશામતીયાઓ વીગેરે.

---

## સ્ત્રી વર્ગ

**ભુપાળદેવી**–કુમારપાળની રાણી.

**જયન્તિ**–પાટણના એક શ્રીમંતની પુત્રી, ભુપાળદેવીની સખી અને વાગભટ્ટની પ્રિયતમા.

**મીદેવી**–કુમારપાળની ધર્મબહિની.

**લીલી**–પંડિતની પુત્રી, જગતની પ્રિયતમા.

**ચંપા**–રામસંગની પુત્રી પછીથી પંડિતની પત્ની.

ઉપરાંત–કુળદેવી, સખીઓ, દાસીઓ, વારાંગનાઓ વિગેરે.

સ્થળ–પાટણ, ખંભાત અને દેલસ્થળી.



શ્રી

# કુમારપાળ નાટકનો પ્રવેશાનુક્રમે સંક્ષિપ્ત સાર.

## અંક પહેલો.

### મંગળાચરણ અને વસ્તુસુચન.

**પ્રવેશ પહેલો–પાટણનો કીલ્લો.**—રાત્રીને સમયે સામંત સાથ નગરચર્યા જોવા નીકળેલો સિદ્ધરાજ જયસિંહ પોતાની પ્રભુતા બિનવારસ જોઇ પુત્ર પ્રાપ્તી માટે કરેલાં સતકર્મો નીષ્ફળ જવા માટે ખેદ દર્શાવે છે ત્યાં કુળદેવી પ્રકટ થાય છે અને સિદ્ધરાજને પુત્ર પ્રાપ્તિનું વરદાન આપવા જાય છે તેટલામાં સતીનો શાપ પ્રકટ થઇ સિદ્ધરાજને "તારો નીર્વંશ જશે" એવા રાણકદેવીએ આપેલા શાપનું દ્રશ્ય બતાવે છે. જેથી પાપનો પશ્ચાતાપ કરતા સિદ્ધરાજને "ભાવી રાજા કુમારપાળ છે" એવું ભવીષ્ય કહી દેવી અદ્રષ્ય થાય છે; પરંતુ કુમારપાળના કુળને ધિક્કારનારો સિદ્ધરાજ તેનો નાશ કરવા ધારે છે જેથી સતીનોશાપ તેને ભાવીની અચલતાનું સ્મરણ કરાવી અદ્રશ્ય થાય છે. પછીથી સામંત સિદ્ધરાજ વચ્ચે લોકોમાં અન્યાય ન દેખાય એવી રીતે કુમાર અને ત્રિભુવનનો નાશ કરવાની યુક્તિ ત્યાં દંડનાયક વાગભટનું અચાનક આગમન સિદ્ધરાજે તેનાથી વાત છુપાવી સામંતને દેહસ્થલી મોકલવો. ઉભયના ગયા પછી વાગભટ માત્ર કલ્પનાથી તેમની મસલત જાણી લઇ કોઇ પણ પ્રયત્ને કુમારપાળને બચાવવા માટે નીશ્ચય કરી જાય છે.

સીન ટ્રાન્સફર.

**પ્રવેશ બીજો —મહાલય**—ભૂપાળ દેવીનો જ્યન્તિ સાથે હાસ્ય વિનોદ, ત્યાં કુમારપાળનું આગમન થતાં જ્યન્તિ ચાલી જાય છે પછી દંપતિના હર્ષોદગાર ત્યાં ત્રિભુવનપાળ સાથે સામંતનું આવવું કુમારપાળને રાજ્ય આપવા સંબંધી મસલત કરવા માટે સિદ્ધરાજ તરફથી મંડુકેશ્વરના શિવાલયમાં પિતા પુત્રને આવવાનું આમંત્રણ અને રાજઆજ્ઞા માન્ય કરી કુમારપાળને જલદી આવવાનું કહી ભોળા ત્રિભુવનપાળનું કપટી સામંત સાથે પ્રસ્થાન. બંને ગયા પછી સામંતના શબ્દોપર શંકાશિલ બનેલા કુમારપાળને મંડુકેશ્વર ન જવાની અને જાય તો સૈન્ય સાથે જવાની સલાહ છુપાવેશે આવેલો વાગભટ આવે છે. કુમારપાળ તે સલાહ સ્વીકારી સલાહ આપનારને જાહેર થવાનો હઠાગ્રહ કરે છે જેથી વાગભટ જાહેર થાય છે ત્યાં બંને મિત્રોનું હર્ષાલિંગન. **ટેબ્લો.**

**પ્રવેશ ત્રીજો-પંડીતનું ઘર**—સ્વાર્થી પંડીત મોટી ઉમ્મરે ભણવા આવેલા ઠોઠ પણ માલદાર નીશાળીયા જગત પાસેથી પૈસા કઢાવવાની યુક્તિ ખોળી રહ્યા છે ત્યાં તેનાથી ચાર ચંદ્રા ચડે એવો તેનો ચેલો જગત તેનીજ છોકરીને ઉપાડી ન્હાસી જવાનો તાગડો રચી તેને આડા અવળું સમજાવે છે તેટલામાં સામંત આવતાં જગત છુપાઇ જાય છે. સામંત પંડીતને કેટલીક સુચનાઓ આપી ત્રિભુવનપાળ સાથે જલદી મંડુકેશ્વર જવાનું કહી પોતે કુમારપાળનો રસ્તામાંજ ઘાટ ઘડવા માટે જાય છે. તેના ગયા પછી આવા ભયંકર કારસ્થાનમાં ભાગ લેવો કે નહિ એ સંબંધી પંડીત વીચાર કરે છે ત્યાં છુપાઇને તેની વાત સાંભળતો જગત તેને ભડકાવે છે જેથી પંડીત તેને ભડકાવી વાત છુપી રાખવાની ધમકી આપી પોતાની નોકરી બજાવવા માટે જાય છે જેથી તેની ચોટલી હાથમાં આવલી જાણી શિરજોર થયેલો જગત લીલીને આડુ અવળું સમજાવી પંડીતની મીલકત સાથે લઈ ન્હાસી જાય છે.

**પ્રવેશ ચોથો—શિવાલય**-નિર્જન શિવાલયમાં ત્રિભુવનના નાશ માટે પોતાના અંગરક્ષકોને છુપાવી પછી તેને એકલો બોલાવી સિદ્ધરાજ તેની પાસે કુમારપાળની માગણી કરે છે. ભોળો ત્રિભુવન પ્રથમ તો તે માગણી કબુલ રાખે છે પણ જ્યારે સિદ્ધરાજ તેનો નાશ કરવા માગે છે એવું જાણવામાં આવે છે ત્યારે તે માગણીને ધિક્કારી કાઢે છે જેથી હઠીલો સિદ્ધરાજ પોતાની કટાર તેને આપી તેને હાથે તેનો અથવા પોતાનો નાશ કરવાનું કહે છે. પરંતુ રાજભક્ત ત્રિભુવન વૃદ્ધાવસ્થામાં રાજઘાતક થવા કરતાં દેહોત્સર્ગ કરવાનું પસંદ કરી આત્મ બળિદાન આપે છે ત્યાં સામંત કુમાર લસ્કર સહીત આવવાના ખબર આપે છે જેથી સિદ્ધરાજ તેની સામે થવા માટે જાય છે. આ સઘળું છુપાઇને જોતો પંડીત સિદ્ધરાજ ને કૃતઘ્ની જાણી તેની સેવા તજી કુમારપાળની સેવા કરવાનો નિશ્ચય કરે છે. તેટલામાં દીવાલ કુદી કુમારપાળનું આવવું, પિતાની દુર્દશા જોતાં ક્રોધ, મોતના પંજામાં સપડાયલા ત્રિભુવનપાળનું તેને સાંત્વન અને કુમારને બ્હારવટું ન ખેડવાની અને રાજઘાતક ન થવાની પ્રતિજ્ઞા લેવરાવી વીર ત્રિભુવનનું પરલોક પ્રયાણ તેટલામાં શત્રુઓનું આવવું વાગભટની મદદથી સરસ્વતીમાં કુદી પડી કુમારનું ન્હાસી જવું અને તેથી સામંતનો ક્રોધ. ટેબ્લો.

**પ્રવેશ પાંચમો—મહાલય**-કારસ્થાની સિદ્ધરાજે લોકોમાં અન્યાય ન દેખાય એટલા માટે ત્રિભુવન અને કુમાર મંદિર લુટવા આવ્યા હતા તેમાં ત્રિભુવનપાલ મરાયો અને કુમાર ન્હાસી ગયો એવી વાત ફેલાયેલી હોવાથી દુઃખ આફત અપકીર્તિ જોઇ વ્યાકુલ થયેલી ભુપાલદેવી ઓવનઘેલી જયન્તિ પાસેથી લોકવાયકા કેવી છે તે સાંભળી રહી છે ત્યાં જોગી વેષે પંડીત કુમારપાલના કુશલ સમાચાર આપી જાય છે પછીથી વાગભટનું આગમન; દુઃખથી ઘેરાએલી ભુપાલદેવીનું શાન્તવન અને યોગ્ય સલાહ; ભુપાલદેવીના ગયા પછી

વાગ્ભટ જ્યન્તિ પાશે પ્રેમ યાચના કરે છે પરંતુ જ્યન્તિ તેને બીરૂ અને ખુશામતી કહી તેની અવગણના કરે છે. અને રાજાના અન્યાયની સામે થવા ઉશ્કેરે છે જેથી વાગભટ પોતાની ભુલ સમજી જીંદગીનાં ભોગે સત્ય પ્રશાદ્ધ પ્રતિજ્ઞા કરે છે તે જોઈ જ્યન્તિનું સ્નેહદાન અને હૃદય બંધન

**પ્રવેશ ૬ઠો—ઉદ્યાન—**કુમારપાલ માટે ખાવાનું લેવા આવેલો પંડીત રામસંગના બગીચામાં આવી ચઢે છે અને થાકી ત્યાંજ આરામ કરવા વિચાર કરે છે તેટલામાં જગતની બ્હેન ચંપા ત્યાંઆવી ચડે છે તેને જોતાં મોહ પામી પ્રેમનો દરદી પંડીત પોતે કુમારપાલનો પોશાક પહેરેલો હોવાથી કુમારપાલ તરીકે જાહેર થાય છે અને દેશના ભાવી રાજાનું નામ સાંભળી ચંપા પણ તેની જાલમાં ફસાય છે. તેટલામાં રામસંગ સાથે જગતનું આવવું તે જોઇ ચંપાનું છટકી જવું અને પંડીત કેદ.

**પ્રવેશ ૭મો—ખેતર—**છુપા રહેવા માટે બ્રાહ્મણ વેશે નાશ ભાગ કરતો કુમારપાલ વિશ્રાંતી લેવા માટે એક ખેતરમાં આવી ચડે છે ત્યાં સિદ્ધરાજના સીપાઇઓને આવતા જોઇને પોતાને નિર્ભય સ્થલે છુપાવવા માટે ખેડુત ભીમસીંહને પ્રાર્થના કરે છે. પરંતુ છુપાવાનું સ્થળ કયાંય ન હોવાથી ભીમસીંહ [illegible] તેને કાંટાના ઢગલામાં છુપાવે છે તેટલામાં સામંતનું આવવું, ચોતરફ શોધખોલ ભાલાવડે કાંટાની તપાસ પણ "જેને રામ રાખે" એ ન્યાયે કુમારનું બચી જવું અને સામંતનું વીલે મોઢે પાછા જવું તેના ગયા પછી ખેડુત કાંટાથી વીંધાઇ ગએલા કુમારપાલને બહાર કાઢે છે અને ખાવાનું આપે છે, પણ ક્ષત્રિ [illegible] કુમાર ભીખનું અનાજ ન ખાતાં ચાલ્યો જાય છે.

**પ્રવેશ ૮મો–અરણ્ય**–ક્ષુધા તૃષા અને દુઃખથી રીબાતો કુમારપાલ ઘોર જંગલમાં એક વૃક્ષની શાખા માથામાં અથડાવાથી મુર્છાવશ થાય છે ત્યાં સર્પ તેને માથે છત્ર ધરે છે તેટલામાં પ્રવાસ કરતી શ્રીદેવી ત્યાં આવી ચડે છે અને એક મનુષ્યની હીંસક પશુઓ પણ સારવાર કરતાં જોઈ આશ્ચર્ય પામે છે.

ટેબલો

## અંક બીજો.

**પ્રવેશ ૧લો—સભાભુવન**—ગાનતાનમાં મશગુલ થએલા સીદ્ધરાજને સામંત, કુમાર દેહસ્થલીમાં આવ્યાની ખબર આપે છે જેથી યુક્તિથી તેનો વિનાશ કરવા પોતાના મુખ્ય મંત્રીઓ ને બોલાવી કુમારપાલને પકડી લાવવાનો હુકમ ફરમાવે છે, તેમાં ઉતાવળીઓ ચાહડ કુમારપાલને પકડી લાવવાનું બીડું ઝડપે છે પણ સીદ્ધરાજ તરફથી કુમારના બનેવી સેનાપતી કૃષ્ણદેવને હુકમ થતાં તે અભય વચનની શરતે પકડી લાવવાનું કબુલ કરે છે. સિદ્ધરાજે તે વચન માટે આનાકાની દર્શાવતાં વાત વધી પડે છે. વાગભટ સત્ય વાત જાણતો હોવાથી માર્મીક શબ્દોમાં સિદ્ધરાજની સામે થાય છે પણ મગરૂર અને હઠીલો સિદ્ધરાજ પોતાની ભૂલ કબુલ કરતો ન હોવાથી સત્યવીર સેનાપતી પોતાનો અધિકાર છોડી દે છે જે ખુશામતી સામંતને સોંપાય છે અને કોઈ પણ રીતે, મરજી એજ કાયદો, એ સુત્ર અમલમાં આવતું જોઇ ગર્વિષ્ટ ભૂપાળ ખુશી થાયછે.

ટેબલો

**પ્રવેશ બીજો—આવાસ**—હેડમાં પૂરાયલા પંડીતને લીલી છુટો કરે છે અને જગત આવતાં તેની પાસે સ્રીહઠના હથિઆરથી પંડીતને મુક્તિ અપાવે છે ત્યાં રામસંગ આવતાં જગત તેને ઉંઠાં ભણાવી તેના પાસેથી પંડીતને પોશાક અપાવે છે પછીથી વારાંગનાઓનું નૃત્યગાન.

**પ્રવેશ ત્રીજો—મહાલય:આગળનું ઉદ્યાન—સાથી** ભુપાળદેવીની વિરહાવસ્થા. ત્યાં પરદેશી વેશે કુમારપાળનું આવવું પરસ્પર માર્મીક ચેષ્ટા મેળાપ અને આનંદ ત્યાં જયાન્ત આવી સામંત તેને પકડવા આવવાના ખબર આપે છે અને જલદી નાસી જવાનું કહે છે પરંતુ ન્હાસભાગથી કંટાળેલો કુમાર સિદ્ધરાજની સમક્ષ જઇ જે થાય તે સહન કરવા તૈયાર થાય છે કિન્તુ બુદ્ધીમતી જયન્તિની સચોટ દલીલોથી કુમાર પાછળ કુંભારના ઘરમાં છુપાય છે ત્યાં સામંતનું આવવું પ્રયત્નમાં નિષ્ફળ થવું જયન્તિની યુક્તિનો જય.

**પ્રવેશ ચોથો—પુષ્પ વાટીકા**—વાગભટ અને ચાહડ વાતો કરતા પ્રવેશ કરે છે ત્યાં કુમારપાળને પકડવા ગએલા સામંતને હેરાન કરતા પ્રજા-જનો આવે છે ત્યાં અચાનક સિદ્ધરાજ આવી મીઠા શબ્દોથી પ્રજાજનોને શાન્તવન આપી વીદાય કરે છે ત્યાર બાદ કુમારને પકડવા જવાની સામંત અને ચાહડને આજ્ઞા. બાદ રાજ્યનો ઉત્તરાધિકારી સ્થાપવા માટે વાગભટની સલાહ ને તેનો સંદિગ્ધ જવાબ સિદ્ધરાજના ગયા બાદ પંડીતનું આવવું અને મીત્રને મળવા માટે વાગભટ સાથે ખંભાત જવાનો ઠરાવ ત્યાં સર્પ ડંશનો ઢોંગ કરતી જયન્તિનું આવવું; રસભર્યો સંવાદ અને કંદર્પના ઝેરમાં અમૃતનો આસ્વાદ.

**પ્રવેશ ૫મો તાલવન**—કુમારપાલની શોધમાં નીકળેલા વરૂ અને વાઘ—ચાહડ અને સામંત કુમારપાળને ઝેર આપવાનો નિશ્ચય કરે છે અને તે મુજબ સામંત સાધુવેશ ધારણ કરી તેની રાહ જોતો ત્યાંજ છુપાઇ રહે છે ત્યાં ભવિષ્યનો મહારાજા પણ અત્યારે રૂગ્ણાવસ્થામાં સંકટોનું સિંહાસન, મુશીબતોનો મુકુટ અને દરદોનું સામ્રાજ્ય ભોગવતો કુમાર આવી ચડે છે તેને સાધુના વેશે છુપાએલો શયતાન પાણીમાં ઝેર આપે છે તેની કાતીલ અસર, અસહ્ય વેદના તે જોઈ શયતાનને આનંદ, કુમારને મુર્છા અને

સામંતનું પલાયન. ત્યાં વાગભટનું આગમન, મિત્રની દુર્દશા જોઇ કલ્પાંત; અચાનક એક તપસ્વીનું આવવું અને ભાગ્યના લેખ નિશ્ચલ રાખવા ઔષધોપચારથી કુમારને સાવધ કરી હેમાચાર્યના ઉપાશ્રયે લઇ જવો.

**પ્રવેશ છઠ્ઠો—ઉદ્યાન**—જયન્તિ અને સખીઓની વસંત લીલા. ત્યાં હેમાચાર્યથી સ્વાસ્થ્ય પામેલા કુમાર અને વાગભટનુ આવવું અને મંત્રણા માટે આવાસમાં જવું તેટલામાં પંડીત ચાહડ આવ્યાના ખબર આપે છે અને તે કાંઇ ઉધ્ધતાઇ ન બતાવે એટલા માટે જયન્તિ પંડીતને ઉદયનને બોલાવા મોકલે છે ત્યાં ચાહડનું આવવું અને વાગભટને મલવાની ઇન્તેજારી પણ વાગભટ કુમારપાલ સાથે હોવાથી જયન્તિએ તેને અટકાવવો, ચાહડના મનથી તે પોતાનું સખ્ત અપમાન દીયર ભોજાઇની રકઝક ત્યાં વાગભટનું આવવું, બન્ને ભાઇઓની તકરાર, તેમાં વાગ યુદ્ધમાંથી દ્વંદ્વ યુદ્ધની તૈયારી, ત્યાં ઉદયનું આવવું અને કુસંપ વિનાશનું કારણ છે એ સમજાવી શાંત પાડવા ચાહડે નમી જવું અને વાગભટનો તેને મીઠા શબ્દોમાં ઉપદેશ.

**પ્રવેશ ૭મો—આગાર**—મૃત્યુશૈયાપર પડેલા સિદ્ધરાજને હૃદયડંખ ત્યાં ચાહડ અને સામંતનું આવવું અને કુમારપાળને ઝેર આપી મારી નાખવાના ખબર આપવા પોતાનો હઠ પુર્ણ થયેલો અને ભવિષ્ય વાણી મીથ્યા થએલી જોઇ મગરૂર મહીપતિને આનંદ ત્યાં અચાનક સતિનો શાપ પ્રકટ થઇ: કુમાર જીવતો છે એમ જણાવે છે જેથી વ્યાકુલ થઇ સિદ્ધરાજ પ્રધાનોને બોલાવી ચાહડને રાજતિલક કરવાનો વિચાર જણાવે છે પણ ખરો હકદાર જીવતો હોવાથી કૃષ્ણદેવ વીગેરે વિરૂદ્ધ પડે છે, વાગભટ કુમારપાલને લઇ હાજર થાય છે, તેથી હૃદયને આઘાત અને ભાવીની નિશ્ચલતા કબુલ કરતાં ગુજરાતના પ્રતાપી રાજાનો દેહાન્ત અને સર્વત્ર સ્તબ્ધતા. ટેબલો

# અંક ત્રીજો.

---

**પ્રવેશ ૧લો—વાડી—**સિદ્ધરાજના મૃત્યુથી ખેદ કરતા ચાહડને રાજ્ય લેવા માટે ઉત્સાહિત કરવા સામંત રાજ્યના કેટલાક અમલદારોને પોતાના પક્ષકાર તરીકે બોલાવી લાવે છે. પણ તે સર્વ અધિકારીઓ ગુપ્ત વેશમાં હોવાથી કુમારપાળ અને પંડીત પણ તેમાં ભળી જાય છે કોઇના જાણવામાં આવતું નથી, સર્વે છુપા સભાસદોને પોતાનેજ રાજ્ય આપવાની પ્રતીજ્ઞા લેવરાવ્યા પછી ચાહડ રાજ્યાસન કેવી રીતે કબજે કરવું તે સંબંધી મસલત ચલાવે છે તેમાં વચ્ચે બોલવા જતાં અવાજપરથી કુમારપાળ ઓળખાઇ જાય છે અને ચાહડ કાંઇપણ આગલ પગલાં ભરે ત્યાર પહેલાં છટકી જાય છે. જેથી ગુસ્સે થઇ ઉતાવળીયો ચાહડ કુમારપાળ ગુપ્ત વેશે બાતમી મેળવી જવા માટે સામંતનેજ ગુન્હેગાર ગણી દેહાન્ત દંડની શીક્ષા કરે છે.

## ટેબલો

**પ્રવેશ ૨જો—આવાસ—**પંડીત જગત પાસે પોતાની મીલકતની માગણી કરે છે પણ જગત તરફથી આડો જવાબ મળતાં પોતાના મીત્ર કુમારપાળને રાજ્ય મળતું હોવાથી જોરપર આવેલો પંડિત જગત પાસેથી કોઇ રીતે પૈસા મેળવવા અને ન આપે તો તેમને કેદ કરી તાજ લીલામ કરવા તૈયાર થાય છે. જેથી રામસંગ પોતાની જાગીરના વીશ ગામમાંથી દસ ગામ પંડીતને કૃષ્ણાર્પણ કરી ચંપાને તેની સાથે પરણાવી દે છે. જેથી સર્વને આનંદ.

પ્રવેશ ૩ જો—માહાલય—પોતાના ભાઇને બળવાખોર જાણી વાગભટ પણ ખુલી રીતે વિરોધ જાહેર કરે છે અને કુમારપાળ તથા કૃષ્ણદેવ સાથે મળી ચાહડને પરાજીત કરવાની યુક્તિ ઉઠાવે છે. પોતાના માર્ગમાં પોતાનો ભાઇ વાગભટ નડતર રૂપ હોવાથી સાહસીક ચાહડ ભાઇનું ખુન કરવા માટે આવ્યો છે. ત્યાં બેઉ જોઇ તેની પાસે દ્વંદ્વ યુધ્ધની માગણી પરિણામે દ્વંદ્વ યુધ્ધ તેમાં ચાહડની હાર, અને ન્હાસી જવું.

પ્રવેશ ૪ થો. મંડપ સર્વ નાગરિકો અને અધિકારીઓ સર્વાનુમતે "ગુર્જરેશ્વરના સિંહાસને કુમારપાળને રાજ્યાભિષેક" કરે છે જયઘોષ અને સર્વત્ર આનંદ.

શાન્તિ શાન્તિ શાન્તિ

સમાપ્ત.

---

શ્રી ગણેશાય નમ:

# મહારાજા કુમારપાળ નાટકનાં ગાયનો.

---

## નાન્દી.

પ્રથમ નમન ઘન પરબ્રહ્મ તું કૃપાલ
છો કાન્ત કમલા હૃદય સરવર મરાલ
સત્ ચિત્ત આનંદ ઘન તું દયાલ—પ્રથમ૦
વાણીમાં વિભુ ૐકાર શાસ્ત્રમાં વેદાન્ત સાર
અભરભર વરદવર ધરણીધર વિજયકર
મેઘસ્યામ વિમલધામ જય લલામ
મન વિરામ પુર્ણ કામ...............
પુનિતનામ કરે પ્રણામ સકલ જગત જન-પ્રથમ૦

બાળાઓ— ૨

અમારી જય ગરવી ગુજરાત
સકળ હિન્દમાં શ્રેષ્ટ ગણાતી
જેના જશ ગૌરવને ગાતી ભારતી ગુણ રળીયાત-અ૦
બંધુ ભાવના મંત્ર મધુરા સ્વદેશના સંરક્ષક શૂરા
પણ પ્રતિપાલક પૂરા જનની જનની જગ વિખ્યાત-અ૦
ભરત ભુમીની નન્દન વાડી કીર્તિ માલની કુંજ રસાળી
પુનરપિ થઇ હરિયાળી વિલસે વિમળા વિજય પ્રભાત-અ૦

**જગભટ—** ૩

લાખ મંત્રો કરો છતાં પણ શાપ છુપાશે નહીં
જેમ અનલ ઘેર્યો ઇન્ધનમાં બે પળ છુપે તહીં.
તેમ જગત ઘડીભર ભરમાશે
પણ જગનાથ નહીજ ઠગાશે ફળ છે અહીંના અહીં-

**ભુપાળદેવી અને સખીઓ- ૪**

સખીઓ સ્વર્ગ તણા આવાસ વસાવ્યા આંગણેરે આજ
લ્હેકે કલ્પલતા ચોપાસ બીરાજે બારણે ઋતુરાજ—
રજની વરની જે રસહેલી કરતો કુસુમાયુધ્ધ શરકેલી
મુગ્ધ બને મદઘેલી રમતો રંગમાં રસરાજ—
ચડયો અનિલ અટારીએ ચંદ્ર ચડયો આકાશ
પ્રણય વાડીની કુંજમાં જુવે રસીકના રાસ
રાસ રમાડે સજની એ સોહામણા શિરતાજ—

**ભુપાળદેવી અને જયન્તિ—૫**

પ્રેમ તંત્ર અણમોલ સખી એ શીખવ્યા નવ શીખાય
કોઇના શીખવ્યા નવ શીખાય.
પડે સમજ અનુભવે આવડે કાન્ત મિલન જયાં થાય
એકાન્તે કાન્ત મિલન જયાં થાય.
પ્રિયતમને જોતાં શરમ ચડે ધડકે ઉર પાછા ચરણ પડે
ત્યાં શાં શીખાયે પ્રણય તંત્ર જયાં નયને મદ ઘેરાય.
હઠીલાં નયન મદ ઘેરાય—
પણ જયાં જરી આંખથી આંખ મળે.

પળમાં ઉર એક બીજાં ઉછળે
અધીરાં હૃદયેથી. હૃદય મળે ત્યાં રસ સાગર છલકાય
સ્નેહથી રસ સાગર છલકાય—

**લીલી અને જગત—** ૬

જાણ્યા જાણ્યા ધુતારા તારા ફેલ
આ ધુતારે મને ઘેલી કરી
ઘેલી કરી રસહેલી કરી... ... ... ...ધુતારે
મારી નીલમ પરી નખરે ગયો હું મરી, આંખો જાદુભરી–
મારકણા નેન તારાં ભણતર ભુલાવનારાં
તોય ધાર્યા ધુતારા માર્યાં. હૈયામાં મોહ બાણ
જીવડો જાય અરરર હાય— આ ધુતારે

**જયન્તિ—** ૭

ચિતડાંનો ચોર નથી કોઇ રે હું કોને વરૂં
જોડ મારી ક્યાંય મેં ન જોઇ રે હું કોને વરૂં—
કોઇમાં હું મોહી નહીં પણ મને મોહાવતાં
સૌએ સ્વરૂપ જોઇ શુધ્ધિ ખોઇ રે
પ્રાણનાં વેચાણ કહો કોને કરૂં—
પુરૂષો છે ભમર સર્વ પ્રમદા છે પુષ્પ છતાં
હું તો ચંપાકળી અછોઇ રે
મધુકરના ડંખ દેખી દિલમાં ડરૂં—

જયન્તિ અને વાગભટ– ૮

મોંઘા જીવનની લ્હાણુ સાહેબા સ્નેહે સ્વીકારજો
પ્રીતિ નીભાવજો પ્રાણુ સાહેબા સ્નેહે સ્વીકારજો
નિશદિન શોભાવશું ઉરના મંદિરમાં
આશા સાગરના ઘેરાં રે નીરમાં
ઝુક્યાં જીવનના વ્હાણુ કાંઠડે એને ઉતારજો
પુરૂષ જીવનના પંથમાં પ્રેમદા જ્યોત પ્રમાણુ
દિવ્ય પ્રભા પ્રકટાવતી એજ સ્વર્ગની લ્હાંણુ
યૌવનની ક્યારીએ રસની કટોરીઓ
પીજો રસીલા સુજાણુ સાહેબા

ચંપા અને પંડિત– ૯

બિરાજો હૃદય મંદિરમાં પ્રેમે આપું પ્રાણદાન;
રસીલાં શા નયન સુંદિર આ હું તો ભૂલ્યો ભાન સાન–
ભૂલ્યાં એ પણ ભાગ્ય અમારાસ્વાંગત સ્વીકારો
મુગ્ધા માગે હંસ મનોહર મોતીનો ચારો
પ્રેમ મોતી તમ ચરણે ધરશું
કાંચનસમ ઉર સરપર ચરશું કરશું અમૃત પાન (૨)–

પંડિત જગત અને હજુરીયા ૧૦

નાસ ભાગ–કરવા જતાં પકડાઇ ગયા હોય
ગુરૂ ચમત્કાર–એ ચમત્કારને નમસ્કાર
એ ચમત્કાર

બીજાંને સીખવાડતાં સપડાઇ ગયા કાં ?
એ ચમત્કારને નમસ્કાર કર નમસ્કાર
જેસાકુ તેસા મલ્યા મલ્યા બમનકુ નાઇ,
એકે બતાવ્યાં ટીપણા તો બીજાએ આરસી બતાઇ
બોલો ભાઇ બમ (૩) બોલે—

રામ ઝરૂકે બેઠકે શબકી ખબરો લેત,
જેસા જે ધંધા કરે એસા બદલા દેત,
લગાવો ધમ (૨) બોલો ભાઇ બમ (૩) બોલે—

## અંક બીજો.

વારાંગનાઓ— ૧૧

હુતો મોહી મોહન મુરલીધરનાં રસીલા વદનમાં
ભર નીદ્રાથી બલી જગાડી બંસી ધુન લગાડી
અવળા સહુ સૃંગાર સજીને અવળી ઓઢી સાડી
ચપળા ચાલી હું મધુવનમાં—
આંતર આંદોલનથી ડોલી નચવંતો મણિ માલા
કુચ કુંભજ હરિ પરિરંભણના પામી શુકન સુખાળાં
તાલાવેલી થઇ તન મનમાં—

વારાંગનાઓ, પંડિત અને જગત— ૧૨

તીખે નયન મતવારે ખંજર દો ધારે
કાતીલ ! મેરે દીલકો ચીર ડારે

મેરે જીગરમેં ચુભ ગયે નયનાં લાગે કલેજે કારે—
દીલ દીયા એ દીલકો હમને દર્દયે ભારી હુવા
કુછ મજા પાના નહીં આખીરકો આજારી હુવા
દવા બતાવો કોઈ દુનિયામેં દર્દ ભયંકર ભારે—
ટલતી નહીં પીછે લગી યે પ્રેમકી બુરી બલા
વો ચૂસ લેતી ખુનકો આખર પકડતી હય ગલા—
પ્રેમ પ્રેત પુઠે જીન લાગા ઓ ઉતરે નહીં ઉતારે

## ભુપાલદેવી અને સખીઓ—૧૩

દરદો શું દીલનાં છુપાવોરે
જાઓને શાને મુંઝાવો
ફિરના ભાવ કદીના છુપે સખી
છતાં બ્હાનાં આ શાનાં બતાવો—
આંખો છે નિરસ ગાલની સુરખી હરી જોને,
કરમાઈ મધુર કાન્તિ આ દરદે ભરી જોને!
જેમ ભૃંગ વિના પુષ્પની સુરભિ ઢળી જાતી,
તેમ શ્યામ વિના સુંદરી વિરહે બળી જાતી!
પ્રાણ વિનાની કાયા કંઠ વિનાની જાયા,
ના સતાવો સખીઓ જાઓ—દરદો.

## ભુપાળ દેવી અને કુમારપાળ ૧૪

રંગભીના શામળીઆ વારીવારી જાઉં
વારી વારી જાઉં રાજ હર્ષે છલકાઉં

વધાવું પુષ્પે હાં પુષ્પે પરીમલ ભીના
મીઠાં વેણુ નયનાં શ્રમહાર નાર પ્યારા લાગે
સુનાં મારાં શયન શિરતાજ આજ ન્યારાં લાગે

વાગભટ— ૧૫

જીવનનો જે સમય બાકી વૃથા તે નવ જવા દોને
કરો શુભ કર્મ ભવ તરવા ખબર છે કાલની કોને—
ઘટે આયુષ્યના દીવસો છતાં કહીયે થતા મોટા
જીવન વિશ્વાસ એ ખોટા ખબર છે કાલની કોને—
જોની તરલ જ્યોતિ પળેપળ જાય પલટાતી
ઘડીભરનું ન સુઝે ત્યાં ખબર છે કાલની કોને—

વાગભટ અને જયન્તિ ૧૬

જયન્તિ—મને ઝેરી નાગોએ ડંખ દીધા
હો કંથ મારા કેમે ઉતારશો એ ઝેર
મન વેરી સચોટ ઘાવ કીધા
હો કંથ હાવાં કેમે લુંટાય રસ લ્હેર—મને ઝેરી.
કરમાય દીલની કળીઓ એ મીઠે મીઠે ચટકે
રૂંધાય મારે રોમે રોમે જીવલેણુ
આંખલડીની ઓથે એ ઝીણું ઝીણું ખટકે
અંજાય મારા લોચન વિષે મદઘેન—મને ઝેરી.
વાગભટ—એ ઝેર યૌવન મદનાં ચુસાય ધીમે ધીમે
સીંચાય જ્યારે સ્નેહે સ્નેહામૃત ાણુ !

જયન્તિ અને સખીઓ— ૧૭

ફળીઓ ખીલેરે યૌવનના બાગમાં સખી
ઝુલે તરંગમાં વસંત રંગમાં—
દીલડાં ડુલેરે રસીયા ભુલેરે—યૌવનના
અનિલની લ્હેરે મદન સર ઘેરે
રસના ઝુલેરે મનના ભુલેરે
રંજન એ રાગના સખી—

વાગભટ— ૧૮

જુવાની દીવાની તનધન ફાની
એ દિનની છે મ્હેમાની છતાં આ ગુમાની શાની—
મિથ્યા મોટપને માયા વૈભવ વાદલની છાયા
નવ કરીયે અભીમાન—
માટે મગરૂરી સાથે અપકીર્તિ લઇ સંગાથે
ભુંડા નવ થઇયે હાથે સંપી રહીએ સૌ સાથે
સંપ વિષે સુખમાન—

## અંક ત્રીજો.

આહ્લાડ— ૧૯

જીવન ક્ષણિક આ પણ ભારે
મનના વિચારે ઘડી ઘડી મમતા વધારે
પુષ્પ પર વિમળાં તુષાર રે'શે જરી

તેમ તન ધનના પ્રભાવ જાશે સરી
પળ પણ નહીંજ માયા વિસારે—

**કુમારપાળ અને વાગભટ— ૨૦**

ચઇ ભારતનાં સંતાન અમે અમ ભારતપર કુરબાન અમે—
નથી શંકર બુદ્ધ કે રામ અમે નથી મહમ્મુદ કે રહેમાન અમે
(પણ) ધરી તે નરનું અભિમાન અમે અમ ભારતપર કુરબાન અમે—
તે પૂર્ણ પ્રતાપ જગાવી અહીં કર્તવ્ય કઠીન બજાવી અહી
કરશું નોછાવર પ્રાણ અમે અમ ભારતપર કુરબાન અમે—
ભલે અન્ન કે વસ્ત્ર મળે ન મળે ભલે આશ અનંત ફળે ન ફળે
કરી કર્મ સુધારસ પાન અમે અમ ભારતપર કુરબાન અમે—

**પંડિત જગત ઠાકોર લીલી અને ચંપા—૨૧**

હા ચેલા મેં વિદ્યા ભણાવી કેવી
આ તાપણાં ઘરબાળી કરીયે એવી
પણ તોય શીખામણ તેમાંથી કંઇ લેવી
ખાઇ થપ્પડ મોઢું લાલ રાખીયે તેવી, હાં થઇને જોયા જેવી (૨)
બ્રાહ્મણ થઇને ઠગ વિદ્યા વળી દાનત હરામમાં
જેવા સામા તેવું થઇને રહેવું ગામમાં
હવે ઝગડો અહીંથી ટાળો પણ સગપણનો ગુંચવાડો
આથી નહીં ટળવાનો આનંદ મંગળ માનો એ વઢામાં (૩)



# જાહેર ખબર.

નીચે લખેલાં પુસ્તકો, શ્રી લક્ષ્મીકાંત નાટક સમાજનો મુકામ જ્યાં હોય ત્યાંથી રોકડી કીંમતે મળશે, વી. પી. થી મોકલવામાં આવશે નહીં.

| નામ | | કીંમત |
|---|---|---|
| ૧ સૂર્યકાન્ત | ,, | ૦—૪—૦ |
| ૨ સુધા ચંદ્રિકા | ,, | ૦—૪—૦ |
| ૩ પ્રેમ સંહાર | ,, | ૦—૪—૦ |
| ૪ પાવાગઢનો પ્રલય | ,, | ૦—૪—૦ |
| ૫ શકુંતલા | ,, | ૦—૪—૦ |
| ૬ શંકરાચાર્ય | ,, | ૦—૪—૦ |
| ૭ બોડાણો | ,, | ૦—૪—૦ |
| ૮ વીર કુણાલ | | ૦—૪—૦ |
| ૯ કુસુમચંદ્ર | | ૦—૪—૦ |
| ૧૦ વીર ધર્મેન્દ્ર | ,, | ૦—૪—૦ |
| ૧૧ કુમારપાળ | ,, | ૦—૪—૦ |

માલેક—શ્રી લક્ષ્મીકાન્ત નાટક સમાજ.